Chapter - 13



ખંડ : ૩ :

## પ્રકરણ : ૧૩ :

## :- પંથની ભજનસૃષ્ટિ -:

ભજન સાહિત્યનું સ્વરૂપ જોઈએ તો એમાં અનેક પંથોને વિચાર ધારાનું તત્ત્વ સંમીલિત છે. પંથપ્રવાહનાં ત્રીવેણી જેવા મુખ્ય ત્રણ માર્ગોની વાણી ભજનિકોની દુનિયામાં પ્રચલિત છે. :૧: મહામાર્ગ, ૨. નાથયોગ, ૩. સંતપરંપરા (સગુણ-નિર્ગુણ). ભજનધારાના આ ત્રણ મુખ્ય પાટના સર્જકો વિશે ને એમાં પ્રદાન કરનારાઓ અંગે હવે આ પ્રકરણમાં સંક્ષેપમાં ચર્ચા કરીશું. એમાં મહામાર્ગ, નાથયોગ, ને સંતપરંપરાની ભજનસૃષ્ટિનો આપ પ્રકટ કરવાની દૃષ્ટિ છે.

### ૧: મહામાર્ગ - નિજાર-નિજિયા ધર્મ-બીજધર્મની ભજનસૃષ્ટિ:

મહામાર્ગ તો મહાનુભાવોનો માર્ગ છે. એના અનુયાયીઓ ગુરૂભક્તો છે ને જ્યોતની આરાધના કરનાર છે. ભક્તો પાટપરની અખંડ જ્યોતનું દર્શન નિરંજનદીપ્તિ જેવું ગણીને આનંદની સમાધિમાં આત્માનો પરમાત્મામાં લય કરવા પ્રવૃત્ત થાય છે. મહાયાન કે વજ્રયાન શાખામાંથી મહામાર્ગનું મૂળ મળે છે. કદાચ એથી પણ આગળ મહામાર્ગના તત્ત્વો અતિપ્રાચીન શિવ-શાક્તોની જીવનપ્રણાલી સુધી લંબાતાં હોય અને એમાં વિલીન થઈ જતાં હોય એ અસંભવિત નથી.

સત્ય એ દરેક ધર્મની ઉપાસનામાં સાધન છે ને એની દ્વારા પરમાત્માનું શોધન કરવું ઈષ્ટ ગણાય છે. સત્ - માર્ગના શોધક તરીકે ~~તરીકે~~ હિંદુધર્મનાં શાસ્ત્રો ગણીએ તો એમાં મહામાર્ગને પણ સમાવિષ્ટ ગણવો પડશે. એમાં હિંદુ ધર્મગ્રંથોની પાત્રસૃષ્ટિનાં સંદેશો છે.
રામ - સીતા, યુધિષ્ઠિર - દ્રૌપદી ને એવા અનેક અવતારી સંત - પુરુષોની નામાવલી મહામાર્ગની ભજનવાણીમાં છે. મહામાર્ગના

અનુયાયી ભજનિકોએ રામાયણ-મહાભારત ને
પુરાણોની પાંચ સૃષ્ટિને નિજિયા ધરમની પુરોગામી છવ સૃષ્ટિ ગણી
હોય એ સંભવિત છે. મારકંડ ઋષિ, સહદેવ જોશી, મેઘ-ધારૂ, માલદે-
રૂપાંદે, જેસલ-તોરલ, લાખા-લોયણ, સાચલિયો ઉપરાંત રામદેપીરના
અનેક ભક્તોની વાણી મહામાર્ગની ફિલસૂફીને પોતાની રીતે વાચા
આપે છે.

મહામાર્ગનાં મૂળ બહુ ઊંડાં છે. એક રીતે એને હિંદુ ધર્મની
નાની આવૃત્તિ ગણી શકાય. નિરંજન જ્યોતિ સ્વરૂપની ઉપાસના,
એ પછી આદ્ય શિવશક્તિ સ્વરૂપની પૂજા, અને છેવટે રામદેપીરની
અવતારપૂજા સુધી મહામાર્ગનો પંથ લંબાયો છે. મારકંડ ઋષિ અને
સહદેવ જોશીને નામે ચડેલાં, આ માર્ગનો મહિમા ગાતાં ભજનોમાં
આ માર્ગના પથિક તરીકે કોઈ પૌરાણિક ને પૂજ્ય નરનારીનું નામ
બાકી નથી રહ્યું. હિંદુધર્મ જેટલી જ એની વિશાળતા છે. પણ પાછળ-
થી મહામાર્ગનું ઘોર અધઃપતન થયું છે. હરામી ને પેટભરા ગુરુઓએ આ
આ માર્ગને અનુસરનારા ભોળા લોકોને અનાચારની ગર્તામાં ઉતારી
દીધા છે. આજે તો મહામાર્ગનું નામ લેતાં જ જુગુપ્સા ઉપજે એમ છે.
શક્તિ સંપ્રદાયનું શુદ્ધ અને વૈજ્ઞાનિક સ્વરૂપ બતાવી આર્થર એવેલોને
:સર જહોન વુડ્રોફે: જેમ આપણી આંખો ઉઘાડી દીધી. એમ આ
આ મહામાર્ગનું પણ કોઈ સંશોધન કરે તો એનાં તેજ ને તાકાત અગારા
મારી ઊઠે એમ છે. આ ચિંત્ય વિધાનમાં કવિ મકરંદ હવે મહામાર્ગનું
નૂતન સંશોધન ઝંખે છે. પણ પ્રશ્ન છે કે મહામાર્ગની સ્થાપના ભજનોમાં
વ્યક્ત થઈ છે ?

મારકંડ ઋષિનું આ અંગે એક ભજન મળે છે :

" યુધિષ્ઠિર કહે છે રે, તમે સાંભળો મોટા દેવ,
સૃષ્ટિનું સ્થાપન કોણે કર્યું હો...
તેજ-પંજર તો, આદિ નારાયણ રે ....
તે દી' જ્યોતિષ રૂપી તેજ તણો રે અંબાર છે.

પળ જળમાં હતું તે દીઠ ચઉદ બ્રહાંડ,
                આદિ નારાયણને ઇચ્છા થઇ હાં....
શ્વાસ ઉશ્વાસ બે વચન નિપજ્યાં રે હાં............. ૧
શ્વાસ રૂપી તો માયાવશે, પણ ઉશ્વાસ તો વચન તરણતારણ છે
બ્રહ્મ ગોધારણ તેજ છે હાં.......
                શ્વાસ ઉશ્વાસ તે ગોળ બંધાણા રે હાં....
તેને પૃથ્વી કરવાની ઇચ્છા થાય, નાભિકમળથી કમળ ચલાવ્યા,
                તેમાંથી આદિ શક્તિ ઊભી થઇ...હાં... ૨.
રતિ એક તેજ હરિએ, તેમાં મેલ્યું રે હાં...ને મતિ લઇ તે તેને
                દીધી પણ,
સોહમ્ નાદ ગર્જના કરે, તે કમળમાં દેવી પરવારી હાં,
                સો કલ્પ દેવે કમળમાં રહ્યાં રે હાં....... ૩.
પછી આકાશે ચડી તે નિકાળ્યું, પંચકમળની વચમાં બેસીને
                જાયે તો,
જળ બંબાકાર ભાળ્યું હાં... કહે હુંને તે પેદા કોણે કરી,
પણ કમળ વિશે, દેવી પાછાં પરવર્યાં,
                સોહં, સોહં રૂષિ પાસે આવી પડી હાં....૪.
આવી અલખ ઉપર તપ આદરીએ રે હાં...બાર વરસની લાગી
                ઝડી,
પણ ગગનમાં ધૂન, શબ્દ કેરી સાંભળી રે,
                પછી આવીને અલખ પાસે ઊભી ખડી હાં,
બાર વરસે તો રીઝ્યા નારાયણ હાં...... ......... ૫.
માગો દેવી ફળ આલીએ રે,
                પછી ઇચ્છા શક્તિએ વર માગીઓ,
સૃષ્ટિ અમે રચાવીએ રે હાં, ત્યારે નારાયણ મુખથી બોલ્યાં રે,
                અચળ બ્રહ્મા વર દીજો,

તલાતલ મહાર્ણવ પાતાળમાં તમે જઇને વારો હાં....                    ૬.
મન ગમતાં ફળ લીજો હાં....
જયાંથી શક્તિ વર વસ્યા તે બ્રહ્મા પાસે આવિયા,
પણ ષટમાસ કલેવર ફરતું ફરે,
તો મુળથી શુધ્ધ લાગીયું હાં....... ૭.
ત્યારે શક્તિ તપ ઓદરિયો તે હાં,
બાર વરસે બ્રહ્મા બોલીયાં,
માગો વર સતી તમને આલિયે,
સતી કે તુમે મને વરો હાં..........૮.
ત્યારે બ્રહ્માને ઇચ્છા થઇ રે,
ત્યાં તો સાવ પાપાણના બ્રહ્મા થઇ ગયા,
તેને લઇને શક્તિ નારાયણ પાસે ગયાં હાં,
આ તો પાપાણ બ્રહ્મા થયા,
કૃપા કરી કહો, સ્વામી અમારા,
હું શું શેણી પેરે સૃષ્ટિ આદરૂં હાં.......૯.
તેના થકી તમે સૃષ્ટિ કરો,
તે વારે સતીએ અંગુર તપ આદર્યાં,
તારે : ત્યારે: આકાશે વાણી એમ થઇ હાં,
અડાયા છાણા જેટલી પૃથ્વી રે હાં...
હાથ અડાડે, કોટ પચાસ થઇ,
શક્તિ પુત્ર ત્રણ તમને આણીએ,
તેનાથી સૃષ્ટિ સંપૂર્ણ ભરો હાં......૧૦.
તારે દેવીએ વિચાર કર્યો હાં... મનમાં તે એવું આલિયું.
દશ દિગપાળ પ્રગટ કીધાં, છેડા વળીને ઊભા રહ્યા હાં,
પણ હથેળી ચોળી, ત્રણ દેવ પ્રકટ કીધા,
બ્રહ્મા વિષ્ણુ ને મહેશ્વર હાં...........૧૧.

પ્રથમ પાટની રે, ત્યાં સ્થાપના કીધી રે હાં,
ને આદિ નારાયણને બેડાવ્યા,
ઓઉં સોઉં પુરુષ ગાદીએ બિરાજે,
ત્યાં તે દિ' નિજિયા ધરમ લઇ થાપિયાં
અભેધન લેઈ બ્રહ્માએ દીધાં રે હાં,
પછી નિજાર તે દી રે સાધિયો.
કહે રૂષિ મારકંડ, સાંભળો રાજા, ધરમ
મહા રે ધર્મ તે દિ' થાયો હા..........૧૨.
નિજારી કેરી જે આશા કરે રે હાં,
વિષ્ણુ ને ઇશ્વર ઊભા જેને ઘરે,
ધન્ય ધન્ય નિજાર ધર્મ કેરી હાં,
અઘોર છે પરચા તેના છે,
કહે "રૂપિ મારકંડ", સાંભળો રાજા ધર્મ,
અનાદિ ધર્મ તો આ એક જ છે હાં "
ભજન આખું ક્યાં છે?

આ રીતે મહામાર્ગની ઉત્પત્તિને પ્રકટ કરવામાં આવી છે. જો કે આમાં વેદોની સૃષ્ટિ – કથા પણ લોકવાણી રૂપે આલેખાઇ છે. વેદ જૂની મહામાર્ગની પણાલિકા છે એવું મારકંડ ઋષિનું કથન છે.

આ ઉપર્યુક્ત મારકંડ ઋષિના ભજન સાથે ગોરિસ્થાના મહાલેખ (મહાલેખ કે અલેખ) સંપ્રદાયનું ભજન સરખાવવા જેવું છે. એમાં સૃષ્ટિ – સર્જનની પ્રેરણા બ્રહ્મા તપસ્યા કરીને મેળવે છે ને અલેખ પુરુષ સૃષ્ટિ – સર્જનનો આદેશ આપે છે.

"૧અલેખ પુરુષ બોલિ વડઇ એક ઇજન
પ્રથમ આકારેક ધઇલા વિષ્ણુ કન્હ,
તહૂં જાત હોઇલા સે નિરાકાર રૂપ.

એ તે બોલિ જલશયા પાઢિણ નિરાકાર,
યોગ આસને પઢિત કરે યોગમુદ્રા
થેલેલે યોગનિદ્રા ધારિલા નયન,
ધ્યાનકલે જ્યોતિમય વિકાશિલા આભા.

× ×

તાહાંક નિશ્વાસ પવન જલે વાજિ,
ગદ્ગુલે લહકીમાન ઉઠિલા ગલગાજિ,
કાલપુરુષ તહૂં હોઇલાક જાત,
સે કાલપુરુષ યે કમલરૂપ હેલા.

× ×

સે કમલ કેશરે બ્રહ્મ જનમિ હેલે ભિન્ન,
સે પદ્મનાડ કે તે દૂરકુ આસિછિ બોઇલા,
ચેહાકુ કલિ મું યે દેખીબિ કે તે દૂર
કેવેહેં સે પદ્મનાડ નોહિલાક શેષ,
નિશ્ચિંત હોઇ બ્રહ્મા સાધિલા તપયોગ,
અલેખ અવ્યક્ત યે તાહાર તપબલે.
શૂન્યે શબ્દ શુણાઇ બ્રહ્માંકુ કહિલે....

બોઇલે હે વિધાતા તુ જલે સૃષ્ટિ કર
એ મોર લીલા હેવ યેગન્ત પ્રકાર.[1]

---

[1] અલેખ પુરુષ એટલે અલક્ષ્ય પુરુષ જે અનોખો ને અદ્ભુત છે. એણે પહેલાં વિષ્ણુ સ્વરૂપ પ્રાપ્ત કર્યું ને એમાંથી નિરંજન થઈ નિરાકાર જલશય્યા પર શયન કરી એ યોગનિદ્રા પ્રાપ્ત કરે છે. એમની ધ્યાનસમાધિમાં-થી દ્યુતિ પ્રસરી ને એના ઉચ્છ્વાસથી પવન-પાણી ક્ષુબ્ધ થયાં ત્યારે ઘોષિલે ઉછળતાં મોજાંઓએ ગર્જના કરી. આમાંથી કાળદેવે જન્મ ધારણ કર્યો ને એ કાળપુરુષે કમળસ્વરૂપ ધર્યું. આવા કમળ સ્વરૂપમાં-ના કેસરમાંથી બ્રહ્મ જન્મ ધરે છે. એમને કમળનું ઉદ્ગમ જાણવાની ઈચ્છા થઈ, પણ એ પાર પામી ન શક્યા. બ્રહ્માએ શાંત ચિત્તે તપશ્ચર્યા આદરી. એમની તપસાધનાના ફળ રૂપે નિરાકાર અલખ પુરુષે શૂન્યસ્થ અવકાશમાં શબ્દરૂપે વ્યંજનાથી ઉત્તર આપ્યો કે મારી જીવનલીલાનું કાર્યક્ષેત્ર બની જળમાં સૃષ્ટિ સર્જન કર ।

આમ મહામાર્ગની ચિંતનધારામાં સૃષ્ટિની ઉત્પત્તિ, સ્ત્રીપુરુષની જીવન રીતિ ને આદર્શ ધર્મપ્રણાલિકા વ્યક્ત થઈ છે. મહામાર્ગની સાધના તપશ્ચર્યા આદરવામાં છે. અંતરની તપઃપૂત શુદ્ધિ એજ મનના મલિન સત્ત્વોનો નાશ કરનાર છે.

" ચંદર ને સૂરજ રે કરે નિત્ય સાધના રે જી,
અગ્નિ પાણી ધરણી ને આકાશ રે હાં.....,
નિજારને પંથે રે ચાલો તમે નિર્મળા, "

ભારતના પ્રાંતપ્રાંતમાંની લોકવાણીમાં આવું સત્ય મળે છે. બંગાળ – બિહારના બાઉલ સંતો પણ આ જ મતલબનું વ્યંજના દ્વારા સૂચવે છે.:

" ધર્મબલે આત્મચાલ હૈછિ સંસાર,
ધર્મબલે વૃક્ષે ધરઈ પુષ્પફલ, "

આવા ધર્મ બલની ગતિલીલા ગાનારા મહામાર્ગીઓ છે. ધ્રુવને માર્કંડ જેવાના દાખલાથી આ માર્ગની ભજનવાણી કેટલેક અંશે પ્રતીકાત્મક છે.

"પંડય ને વરપંડમાં જ્યારે વાણી નો'તી ત્યારે નભમેં ધુંદ નવ ઝરતા રે જી,
બ્રહ્મા ને વિષ્ણુ મહેશ્વર નો'તા રે, ત્યારે આપોઆપ અકરતા છે રે જી,
સાચો સાથ મહાધર્મ છે હાં... બાર ને ભીતર એક બ્રહ્મ છે જી."

આવો મહાધર્મ બહાર અને ભીતર એક બ્રહ્મની ઉપાસના દૃઢાવે છે. મનરૂપી માયાના મહેલને રચીને નાદબુંદ પ્રકાશિત કરી પાંચ તત્ત્વ જન્માવી ચૌદ લોક રચાવ્યા છે એ મહાધર્મ સાચો છે એમ કહેનારા ભક્તો છે. તેઓ આગળ કહે છે કે ----

" મૂળ મહામંત્ર તેને પંથ પરકાશ્યો, ત્યારે પાટે ને પાટે પૂજા કીધી રે જી,

પાંચેય તત્ત્વો: મળીને મહાવ્રત સાધ્યાં રે, ત્યારે નાથ તો ધરાવ્યા
નિમાધારી સાધો સાધો મહાધર્મ છે હા..."

મહાધર્મમાં શબ્દ પ્રમાણે આચારની જીવનરીતિ છે :

" શબદુમાં રેણી ને કેણી રે જી, સાધો સાધો મહાધર્મ છે હા."

એમાં પરમાર્થની ભાવના છે, સ્વાર્થનો ત્યાગ છે ને ગુરુવચનની મહિમા-વંત શ્રધ્ધાજ્યોતિ છે.

<u>નાથપંથની ભજનસૃષ્ટિ :</u>

પ્રાચીન ભારતની ધર્મપ્રણાલિકાઓમાં નાથસંપ્રદાય જાણીતો છે. એમાં નવ નાથની જીવનરીતિઓનું આકલન થયું છે. મછંદરનાથ, ગોરખ-નાથ, ભર્તૃહરિ ગોપીચંદ તો આપણી ભજનવાણીમાં અમર થયેલ છે.

યૌગિક પરિભાષાને ભજનમાં પ્રયોજનાર સંત – ભક્તો આ સંપ્રદાયમાં વિશેષ છે. એમની ભજનશક્તિનો શબ્દવ્યાપાર ઈંગલા – પિંગલા – સુષુમણા, ત્રિકુટી, કુંડલિની, બ્રહ્મરંધ્ર, તરવેણી ને તીરે, ઓહમ્–સોહમ્, ધ્યાન – ધારણા – સમાધિ, પંચેન્દ્રીય જેવા શબ્દ-પ્રયોગોથી થયાં કરે છે. તો ક્યારેક નૂરતા – સૂરતા આત્મજ્યોતિ અને અનાહત નાદનો પણ ઉલ્લેખ એમાં મળે છે. મછલી, દીપક, હંસ, સરિતા, તિર્યગ સૃષ્ટિના જીવ તેમજ અલૌકિક બ્રહ્માંડની નક્ષત્રતારાદિની મનોહર લીલાનો પ્રતિરૂપ તરીકે ઉપયોગ નાથપંથી ભજનોમાં વિપુલ પ્રમાણમાં છે.

નાથપંથ ભારત વ્યાપી છે. ઉત્તરભારતની એ નાથપરંપરાનો પ્રતિઘોષ લોકસૃષ્ટિમાં પડ્યો છે ને પરિણામે અનેક પ્રતિબોલીઓમાં નાથવાણીની ભજનમંડળીઓ અલખ જગાવતી રહી છે. જાણે પ્રત્યેક ભાષાને નાથ સાહિત્યની પ્રતીતિ છે એમ લાગે છે. ગુજરાત –સૌરાષ્ટ્ર કચ્છમાં નાથવાણીને સારો પ્રસાર સાંપડ્યો છે. ભલે બહુસંખ્ય નહિ તો પણ અલ્પસંખ્ય કહી શકાય એવાં ભજનો ગુજરાતી–હિંદીની સંક્રાવસ્થા

-માં લભ્ય છે. મછંદર, ગોરખ, ભર્તૃહરિ વેલો બાવો જેવા નાથપંથીઓ ગિરનારની જગ્યાઓમાં મોજમ રીતે અલખપંથના યાત્રિકો તરીકે ભજનિકોના ભજનોમાં ગુંજે છે.

આ નાથપંથી ભજનસૃષ્ટિની લાક્ષણિકતા યોગની અનુભૂતિને શબ્દસ્થ કરવામાં છે. યોગાનુભૂતિનું ચિંતન એમાં ઊર્મિના ઉદ્રેકે ભજનરૂપ ધારે છે. આત્માના તારે તારમાં અનાહત નાદની રમણા સ્પંદિત થતી હોય એવી ભજનવાણી અહીં આકાર સાધે છે. આત્મતત્ત્વની પરમ તત્ત્વ સાથે સંશ્લિષ્ટિ સધાતી હોય ત્યારે એ અનુભૂતિના આનંદની સુરાવલી ભજનિકનો એકતારો છેડે છે. સૃષ્ટિના અણુ અણુમાંથી અલૌકિકતાને દર્શવાની યોગયુક્તિ અહીં સમાધિ દશામાં શબ્દનો દેહ ધરે છે. આત્મા-ની ચારણીમાંથી જાણે અનુભૂતિ ગળાઈને નીતરતી હોય એવી આર્દ્રતા વાતાવરણમાં છવાઈ જાય ને ભજનમંડળી અભેદમાર્ગની પ્રવાસી બની રહે છે.

નવ - નાથની પરંપરા આ પ્રમાણે મુખ્યત્વે સ્વીકાર્ય બની છે:

નાથપંથનો મોટોભાગ હઠયોગની પ્રણાલિકા અપનાવનાર છે. ગોરખનો સિધ્ધાંત પણ હઠયોગની પ્રક્રિયાને દૃઢાવનાર છે.

"હઠયોગ એ મુખ્ય સાધકનો કઠોર કંટકભર્યો ગગનપથ છે, અને સાધક એમાં જ પોતાના સિધ્ધાંતોની સાર્થકતા માને છે." ૨.

" એસા જાપ જપો મન લાઈ, સોહમ્ સોહમ્ અજપા ગાઈ
આસન દ્રિઢ કરી ધરો ધિયાન, અહનિસિ સુમિરૌ બ્રહ્મ ગિયાન"

આવા અજપાજાપનું મહત્ત્વ આપણી નાથ ભજનવાણીમાં છે:

"શ્વાસે ઉચ્છ્વાસે સમરણ કરી લ્યો, જપો 'નિરા જાપ રે
હંસાના કઈલાસ વાસા, બોલે મછંદરનાથ'
ઝીલ, મન ઝીલ તું અમર પ્યાલા ઝીલ રે."

યોગસાધનામાં ચિત્તવૃત્તિનિરોધ પર લક્ષ અપાયું છે. પતંજલિના યોગસૂત્રો જાણે ભજનવાણીમાં ઘૂંટવામાં આવ્યાં હોય એમ લાગે છે. મછંદર, ગોરખ, ભર્તૃહરિ, ગોપીચંદ અને એવા અન્ય નાથપંથીઓની વાણી એની સાક્ષી રૂપ છે.

" સમજ મન પાણી ભરતી પાણીઆરી રે હો હો જી.
લવ કરી લહેર ભીન રહી બન્દા ગમ કરી ગાગરધારી રે.
લવ સંત સંગ શબદ શું ઝરે, તો નિગુન ઘૂંઘટવાળી
સમજ મન પાણી ભરતી પાણિયારી રે.
અગમ-નીગમ દોનું મડા પાવઠા બન્દા, ડોલ કૂવા બીચે ડાલી
રે હો હોજી.
ઠેલો મારીને ભરે જલ પાણી, તો જલહલ જ્યોત દરસાણી
સમજ મન,
સરખે સરખી મલી સાહેલી બન્દા, સુરત-સુરત પાણીયારી રે
હો હો હોજી.
હળીમળીને ભરે જલ પાણી તો પિવન્તા લાગી તાળી સમજ
મન."

મછંદરનું આ "પાણીયારી" રૂપક યોગની પરિભાષામાં રજૂ થાય છે. મનરૂપી પાણીયારીએ સુરત - સુરત રૂપ પ્રાપ્ત કરીને "અધર તખ્ત આસન" સિધ્ધ કરવાનું છે. અગમ નિગમના કૂવામાંથી બ્રહ્મજલને સિંચનાર

---

૨ અનવર આગેવાન: "ગોરખવાણી" ભા. ૧. : સસ્તુ સાહિત્ય: પ્રસ્તાવના.

પાણીયારી તો સાચા અર્થમાં મન છે. ત્યાં "કોણ પુરુષ કોણ નારી"ના
ભેદ રહેતા નથી. સ્ત્રી-પુરુષ ગમે તે વ્યક્તિ મનથી અભેદરૂપ બ્રહ્મને પામી
શકે છે એ ભાવ અહીં વ્યંજના દ્વારા સ્ફુટ થયો છે.

"ઝીલ મન ઝીલ તું અમર પ્યાલા ઝીલ રે" એમ ગાવામાં મનની
અજરામર સ્થિતિ સાધવાનું કથન છે. તો

"અલેક મારી સુરતા સમજતી નાંઇ રે બોલ કહું તો મેરા કહ્યા
ન માને, ડોલે પરઘેર જઇ --- અલેક મારી."

આત્મા પરમાત્મામાં લીન બને એ ક્રિયા સુરતાથી શક્ય બને છે.

" છ રે લાખા, ઇંગલા પિંગલા સુષમણા સાધો જી,
ચંદ્ર સૂર્ય એક ઘર લાવો હાં..." -લોયણ.

મનના સંયમને નાથયોગીઓએ પ્રબોધ્યો છે. ગોરખનાથ પણ બ્રહ્મચર્યની
કડક આજ્ઞાના પ્રચારક છે. એમને મન તો બ્રહ્મચર્ય કરનાર પરમ તત્ત્વ
માનવાનું મન લાગે છે. મન તો મહાશક્તિનું જ રૂપ છે. આ મન શક્તિ,
શિવ ને પંચ તત્ત્વનો જીવ છે. એ મન ત્રણ લોકની વાચા બને જો ઉચ્ચાશયી
બને તો.

"યહુ મન સક્તિ, યહુ મન શિવ, યહી મન પંચ તત્ત્વકા જીવ,
યહુ મન લે જો ઉન્મન રહૈ, તો તીનોં લોક કી બાતેં કહૈ"
- ગોરખનાથ.

કાયાના મનસૂબા કરનાર મનને સરભંગી ઋષિ આ પ્રમાણે વર્ણવે છે:

"નાભિ કમલસે ઝુલો લપાણી, કાયા કમલ બિચ ચણી પડી,
તેને ઉજવાળે ચૌદ બ્રહ્માંડ સૂઝે, સુરતા મોરી ગગને ચડી.
આ કાયામાં બહુ મનસૂબા, ઘટે ઘડે મન ઘડી ઘડી,
મણિધરને માથે જેમ મોરલી વાગે, ચાણકયો કર્યાં મણિ પડી."

ત્યાગને વૈરાગ્યની તો નાથસંપ્રદાય મૂર્તિ છે. ભર્તૃહરિ ને ગોપીચંદ
એ મહાન રાજવીઓ વૈભવ - વિલાસને છોડીને નાથપંથમાં ભળે તો જ
અમરપદ પ્રાપ્ત કરી શકે છે. જ્ઞાન, ભક્તિ ને વૈરાગ્યની ત્રિવેણી ગોરખ,

ભર્તૃહરિ ને ગોપીચંદની ભજનસૃષ્ટિમાં છે.

નર્યો ત્યાગ ગોપીચંદની જીવનકથા ગાતાં આ ભજનમાં નીતરે છે.

"ભૂલ્યો રે ભૂલ્યો રે રાજા ગોપીચંદણ, પિયા પરદેશે ન જાના
એ જી.."

ત્યારે ગોપીચંદ રાણીઓને પ્રત્યુત્તર વાળે છે એ કેટલો આરતરૂપ
છે:

"એ રે સેજડિયે અમને નીંદરા ન આવે રે
સૂતાં સેજડિયે અમને નીંદરા ન આવે રે, મારે મન રાજ ન ભાવે
હો જી"

અને પછી તો પ્રશ્નાવલી આગળ વધે છે :

"શાને કારણીએ રાજા મુંડ રે મુંડાવી ને શાને કારણ પે'રી
કંથા હો જી ?
મુગતિને કારણ મૈયા, મુંડ તો મુંડાવી ને કાયા-ઢાંકણ પે'રી
કંથા હો જી."

અહીં "મૈયા" સંબોધન પ્રિયતમા રાણીઓને ગોપીચંદ કરે એમાં કેટલું ઔચિત્ય જળવાયું છે! નાથપંથીઓ સ્ત્રીમાત્રને મૈયારૂપ પેખે છે એનું રહસ્ય છે. સમસ્ત માનવજાતિ તરફ પ્રેમદૃષ્ટિ સિધ્ધ કરવી, એ માનવસમુદાયમાંથી જે ભિક્ષાન્ન મળે તેના પર ગુજારો કરવો, અને કઠિન વૈરાગ્યમય યોગ સાધના દ્વારા કાળના પ્રવાહને તરી જવા અડગ પ્રયત્ન કરવો એ જ ગોપીચંદની ને નાથસંપ્રદાયની જીવનદૃષ્ટિ છે.

"શાને કારણીએ રાજા ખપર ધરાયો ને શાને કારણ લીધા ડંડા હો જી?
વસ્તી માગણકું મૈયા ખપર ધરાયો ને કાળ મારણ લીના ડંડા હો જી"

અને હવે તો ભાવની ચમત્કૃતિ કાવ્યમય અને જ્ઞાનગમ્ય બને છે.:

"કોણ કોણ રાજા તેરી સંગમેં ચલેગી ને
કોણ રે કરેગી હો હો બાતાં હો જી ?"

ગોપીચંદ પણ કેવી નિર્મળ વૃત્તિથી જવાબ આપે છે :

"ચંદા ને સૂરજ મેરી સંગમેં ચલેગી ને રેન કરેંગી હો હો બાતાં હો જી."

ચંદ્રની શીતળતા અને સૂર્યની તેજધારા જીવનમાં હવે સંક્રાંત કરવાની છે. આત્માના સર્વ વ્યાપારો હવે રાત્રીના ગગનચિંતનમાં પ્રવૃત્ત કરવાના છે. નાથપંથનું ખરું સ્વરૂપ તો અહીં પ્રકટ્યું છે. અનેક નદીઓના નીર એના પગથી ધોવાતા રહે છે એવું વિશ્વવ્યાપિકોનું જીવન નાથયોગીએ જીવવાનું છે. બાઉલોને બંગાળમાં ઊડતું પંખી ગણવામાં આવે છે તો કદાચ નાથપંથની અસર એનામાં હોવાનું સંભવે છે.

"કોણ કોણ રાજા, તેરા ચરણ પખાળશે ને કિયાં જઈ જમશો દૂધને ભાત હો જી ?"
ગંગાને જમના મારા ચરણ પખાળશે ને, ઘેર ઘેર જમશું દૂધને ભાત હો જી."

જનતાના હૈયાની સરગમ બનવાની એષણા અહીં છે. ઘરઘરનાં ભિક્ષાન્ન પામીને અમે ત્યાં ત્યાં પ્રચાર કરીશું એવી વ્યંજના પણ એમાં ધ્વનિત છે.

ભારતમાં અનાસક્તિ યોગ જીવવાનો પ્રયત્ન નાથપંથમાં જોવામાં આવે છે. ગોપીચંદની પ્રત્યેક ઉક્તિ નાથપંથની આચારવાણીનો પ્રતિ-શબ્દ છે.

નાથયોગીઓની યોગક્રિયાનું વર્ણન વાંચતાં કઠોર દેહકષ્ટ અને તેને પરિણામે આવતી સ્વભાવની ઉગ્રતા નાથપંથમાં હશે એવો વિચાર આવે છે. સામાન્ય જગતમાં પણ ભગત એટલે ભલો ભોળો નમ્ર આદમી, અને યોગી એટલે રોષથી સર્વનાશ કરી નાખે એવો સમર્થ લેખાય છે. ભગતની હાંસી કરવામાં પાવરધા પુરુષો યોગીની પડખે પણ ન ચડે. યોગ એ સીધો ઇચ્છાશક્તિ સાથે સંકળાયેલ હોવાથી પ્રેમ કરતાં પ્રતાપની માત્રા તેમાં વધુ દેખાય છે. નાથયોગીઓની યોગસાધના પ્રકટ કરતું હોય એવું આ ભજન ગોરખનાથનું છે.

"મ્હારો રે વૈરાગી જોગી, અહોનીશ ભોગી, જોગણ સંગ ન છોડે રે.
માનસરોવર મનસા ઝૂલતી આવે, ગગન મંડળ મઠ માંડે રે" – ટેક.
"કોણ અસ્થાને તારા સાસુ ને સસરા, કોણ અસ્થાનક તોરા વાસા,
કોણ અસ્થાનક તૂને જોગણી બેઠી? ક્યાં મળિયા ઘર – વાસા?

–માનસરોવર "

"નાભિ અસ્થાનક મોરા સાસુ ને સસરા,
બ્રહ્મ અસ્થાનક મોરા વાસા,
ઈંગલા પિંગલા જોગણ બેટી, સુષમણા મલ્યા ઘર – વાસા –માન."
"કામ ક્રોધ બાળી ભસ્મ કીધા, કંકુ કીધા કપૂર,
મન પવન બે કાથા સુપારી, ઉનમની તિલક સિન્દૂર –માનસરોવર"
"જ્ઞાન ગુરૂ દોઉ તુંબા હમારા, મનસા ચેતણ ડાંડી,
ઉનમની તાંત વાગવા લાગી, એ વિધિએ તૃષ્ણા ખાંડી–માનસરોવર"
"એ સતગુરુએ, અમે પરણાવિયાં, અખંડ બાળ કુંવારી,
મછીંદરા પરતાપે "ગોરખ" બોલ્યા, માયાનો ભય ટાળી–માનસરોવર"
– ગોરખનાથ.

આવો શિષ્યપુરૂષ તો માયાનો નાથ છે. માયાસુંદરી પર એ સ્વામિત્વ સ્થાપે તો જ માયાના મોહનરૂપમાં ન ફસાય. યોગી તો યોગારાધનામાં લીન રહે, આતમના ભોગવિલાસરૂપ બ્રહ્માનંદમાં લીન રહે, જોગણરૂપ સુષુમ્ણા સંગાથે વિલાસ કરે, ગગનમંડળરૂપ બ્રહ્મરંધ્રમાં એ પોતાની મઢૂલી સ્થાપે. આવા યોગલીન નાથની કુંડળીલા ગોરખનાથ આલેખે છે. :

" હે જોગી ! તારી જોગણ તને ક્યાં મળી? એનાં માતા-પિતા ક્યાં છે?"

" નાભીચક્રમાં સાસુ-સસરા છે, બ્રહ્મપુરીમાં વસું છું. ઈંગલા-પિંગલા-રૂપ જોગણનો મિલાપ થયો ને સુષુમ્ણામાં મને ઘરવાસ મળ્યો છે"–યોગી ઉત્તર આપે છે.

નાભિમાં કુંડલિની શક્તિ વસે છે જે શક્તિવડે જગતનું નિર્માણ સર્જાયું. એટલે જ "નાભિ – કમલ" ઉપર બ્રહ્મા ને સાવિત્રીનું નિવાસસ્થાન માનવામાં આવે છે. ગોરખનાથે અહીં બ્રહ્મા ને સાવિત્રીને સાસુ – સસરા તરીકે વર્ણવ્યા છે.[3]

[3] સરખાવો: અનવર આગેવાન "ગોરખવાણી" પૃ. ૪૫, પ્રકાશન સસ્તું સાહિત્ય.

આવો નાથયોગી કામક્રોધ ભસ્મ કરે છે, કામદેવને કપૂરની જેમ જવલિત કરે છે, મન-પવનને કાથા-સોપારી ગણી આરોગી જાય છે. એ રીતે ઉન્મનાવસ્થાને સિંદૂરસમ ગણીને તિલક કરે છે. જ્ઞાનને ગુરુ ગણીને વિષયોથી પર બનવા શક્તિમંત એ બને છે.

આ રીતે યોગીએ જ્ઞાન ને ગુરુના બે તુંબાને મનસારૂપી ચેતનની દાંડીએ બાંધવાના છે, અને એના પર ઉન્મની અવસ્થાના તાર બજાવીને પ્રભુ-ભજનમાં મસ્ત થવાનું છે. આ ભજન આ પ્રમાણે નાથયોગીનાં લક્ષણોને પ્રકટ કરે છે.

<u>મંત્ર યોગ કે જપયોગ</u> :

પરમતત્ત્વને નામ દ્વારા શ્વાસોચ્છ્વાસથી સ્મરવા એ પ્રક્રિયા અજપાજાપની છે. એનામાં લીન બનીને પ્રભુસ્વરૂપ કે નિરાકારસ્વરૂપમય બની જવું એની સોઽહમ્ અવસ્થાને પ્રાપ્ત કરવાનો યોગ એ જપયોગ છે. ગીતા પણ આવા જપયજ્ઞને સ્વીકારે છે ને એ દ્વારા મનુષ્ય પરમાત્માની સાક્ષાત્ પ્રકટસ્વરૂપની ઝાંખી કરે છે એમ જણાવે છે.

યોગપ્રણાલિકા અનુસાર મનુષ્યની શ્વાસ પ્રક્રિયામાં ૨૧૬૦૦વારના દૈનંદિન શ્વાસ લેવાય છે એમ જણાવાયું છે. આવી સહજ પ્રાણાયામની જપમાળા માનવદેહને મળી છે.

"ઇક્વીસ સહંસ છટસૈ આદૂ, પવન પુરિષ જપમાલી" - ગોરખનાથ.

"યહ દમ હીરા લાલ હૈ, ગિનિ ગિનિ ગુરુકો સૌંપ."

એમ કહેવા પાછળ સજાગ અવસ્થામાં પ્રભુમય બની જવું ને સોઽહમ્ અવસ્થા પ્રાપ્ત કરવી એ મંત્રયોગની સિદ્ધિ, મંત્ર રક્ષણ કરનાર સ્થિતિ છે એવું વક્તવ્ય છે. ભજનની ભાષામાં "શબ્દ"નો એક અર્થ મંત્ર થાય છે. ગુરુનામનો સાચો "શબ્દ" જીવનમાં લાધે તો એમાં ચિત્ત તદાકાર થતાં શ્વાસોચ્છ્વાસની પ્રત્યેક ક્રિયામાં પ્રભુનો લીલાવિસ્તાર સધાતો રહે છે. મનના સર્વ પ્રવૃત્તિદ્વારોમાં જપયોગનું જ પ્રતિબિંબ પડ્યા કરે ને એ રીતે શ્વાસ ને વૃત્તિ " તે હું છું" તે હું છું" એવી તદાકાર ભાવનાથી પ્રભુમાં

..એક બની રહે છે. કુંડલિની જાગૃત થતાં આ સ્થિતિ ચિરંતન આનંદની સ્મણારૂપે વિલસે છે. અભેદાવસ્થા એ અજપાજાપની એ સિધ્ધિ છે. હું ને પ્રભુ જૂજવા નથી પણ એક છે એ શિવોઽહં સ્થિતિ સોઽહમ્માં છે. હું ને પરમાત્માને જોડનાર સોઽહમ્ સ્વરૂપે વિલસનાર નાદનું પ્રતીક ઓમ્નું કલ્પવામાં આવ્યું છે. ઓમ્ને આદિ મૂલમંત્ર કે એકાક્ષર કે પવનમંત્ર રૂપ સોઽહમ્ માનવામાં આવે છે. નાદાનુસંધાન એ અજપાજાપનું જાણે લક્ષ્ય બની જાય છે. પ્રત્યેક પળે ચિત્તની અભાન કે સભાન અવસ્થા ઓમ્ સ્વરૂપે વિલસી રહે ત્યારે પરમપદપ્રાપ્તિ શક્ય હોતાં મંત્રસિધ્ધિનો અનુભવ પણ ભુલાઇ જાય છે ને શાશ્વત આનંદ, પ્રેમ અને શાંતિનો અહોનિશ અનુભવ થયાં કરે છે.

" આઠ પો'ર ને રેન દિવસ તમે રટણા રટજો ઘડી ઘડી,
મનવા ! જાણી લે હરિ ! હરિ ! ...

પાંચ તત્વરા બન્યા પિંજારા જે, સૂન-ગઢ સુરતા જાય ,ડી,
મૂરતીમેં સુરતી, સુરતીમેં રમ લે તો, પુરણ પાયા તેની ખબર પડી,
રે મનવા ! જપી લે હરિ ! હરિ ! "

સોઽહમ્ સ્વરૂપ સધાતાં અનાહત બ્રહ્મસંગીત જન્મતાં ચિત્ત સૂરતી સાધે છે ને જાણે અમરલોકમાં આત્મા ગતિ કરતો હોય એમ લાગે છે :

" જલ બિચ કમલ, કમલ બિચ કલિયાં, તા બિચ હોજ ભરી,
ઉલટાં નીર શિખર પર ચડિયાં, અમર લોકમાં લાગી ઝડી – રે મનવા
ઈંગલા રે પિંગલા સેવા સાધની, સુખમણા નાડી તોરી એવે પડી,
ત્રિકુટી-મહેલમેં હુવા ઉજવાલા, ઝલમલ ઝલમલ જ્યોત જલી – રે મનવા."

કુંડલિની ઊર્ધ્વસ્થિતિ થતાં સ્ફોટરૂપ પ્રકાશ જન્મે છે જેને નાદ કહે છે. આ પ્રકાશનું મૂર્તરૂપ "મહાબિંદુ" તરીકે ઓળખાય છે. એ બિંદુના ત્રણ પ્રકાર ઇચ્છા, જ્ઞાન અને ક્રિયા છે, જેને યોગીઓ સૂર્ય, ચંદ્ર ને અગ્નિ અથવા બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ તરીકે ઓળખાવે છે. અનહતનાદનું પ્રકટ સ્વરૂપ આ નાદ ને શુદ્ધ : બિંદુ: છે.

ઓમ્ એ સૃષ્ટિનો મૂલમંત્ર હોતાં એની ઉત્પત્તિ વિશે કેટલીક

કલ્પના થઇ છે.

"મનમથી માયા રે એમ રચાયો, ત્યારે નાદ ને બુંદ પરકાશ્યા રે જી,
પાંચે રે તત્વ લઇને પરગટ કીધાં રે જી, ત્યારે બીજ લોક રચાવ્યા જી
સાચો સાચો મહાધર્મ છે હાં...."

<u>હઠ યોગ</u> :

હઠયોગમાં શરીરશુધ્ધિની ક્રિયા પર ભાર મૂકવામાં આવ્યો છે. શરીરને સંયમમાં રાખવાના ઉપર એટલે ઇંદ્રિય – નિગ્રહ ઉપર હઠયોગનાં મંડાણ છે.

શરીરેણ જિતાઃ સર્વે, શરીરં યોગિભિર્જિતમ્.

—— એમ યોગબીજમાં ગોરખનાથ કહે છે. પ્રાણ પર આધારિત આ દેહમહોલ્લું છે. પ્રાણ સાથે ચિત્ત જુડ્ત છે. એટલે પ્રાણનું નિયમન થતાં ચિત્તવૃત્તિનિરોધ શક્ય બને છે. એટલે નાડીઓની વિશુધ્ધિ આવશ્યક છે. નેતિ – ધોતિ – બસ્તિ જેવાં છ કર્મથી નાડી શુધ્ધ થતાં પ્રાણાયામ સધાય છે ને એ રીતે સુષુમ્ણાનો માર્ગ ખુલ્લો થાય છે.

ઇંગલા – પિંગલા – સુષુમ્ણા વિશે ભજનમાં મહિમાવંત પંક્તિઓ મળે છે. નિર્ગુણ પૂજક સંતો પણ આ સુષુમ્ણાનું ઊર્ધ્વીકરણ પ્રબોધે છે. સુષુમ્ણાના દ્વારને અવરોધતી કુંડલિની જાગૃત કરવાનો આ યોગ છે. એ કુંડલીની સાડા ત્રણ આંટાવાળી છે. યોગીઓ બ્રહ્માંડ વ્યાપી મહાકુંડલિનીને અહીં દેહમાં રહેલી પ્રતીકરૂપ કલ્પે છે. આ શક્તિને જાગૃત કરવાનો સાધના માર્ગ હઠયોગમાં છે.

"નવ દ્વારા દશમી બારી, બારીમેં એક બારી જી,
એ બારી કોઇ સતગુરુ ખોલે, કૂંચી ઉનરા પરકી જી."

બ્રહ્મદંડ તરીકે ઓળખાતી કરોડરજ્જુમાં ત્રણ મુખ્ય નલિકાઓ છે. એમાં ડાબી નાડી ઇડા તરીકે, જમણી નાડી પિંગલા તરીકે અને વચ્ચે રહેલી નાડીને સુષુમ્ણા તરીકે ઓળખવામાં આવે છે. કેટલાક

ભજનિકો આ ત્રણ નાડીને જુદાં જુદાં પ્રતીકોથી પ્રકટ કરે છે. જેમાં ઇડા એટલે ચંદ્ર, પિંગલા એટલે સૂર્ય. કેટલાક એને ગંગા–જમના–સરસ્વતી પણ કહે છે. તો કેટલાક એને તરવેણી કે ત્રિવેણી તરીકે ઓળખાવે છે.

યોગમાં મનને નિર્મળ રાખવા ગંગાસતી કહે છે:

"પાંચ પ્રાણને એક ઘરે લાવવા, ને કીધવો વચનનો વિશ્વાસ રે,
ભાઈ રે ! ડાબી ઈંગલા ને જમણી પિંગલા ને, રાખવું સ્વરભેદમાં ધ્યાન રે.
સૂર્યમાં ખાવું ને ચંદ્રમાં જળ પીવું ને, એમ કાયમ લેવું વ્રતમાન રે.
ભાઈ રે ! નાડી શુદ્ધ થયા પછી અભ્યાસ જાગે ને નક્કી જાણવું નિરધાર રે.
ભાઈ રે ! ચંદ્ર–સૂરજની નાડી જે કરીએ, તે તેનું પાળે છે વ્રતમાન રે.
ચિત્તમાં ચાહ કે લગન ચૂકે રે એથી આવી ગઈ છે સાન રે."

આવી ક્રિયા–અવસ્થાનો અભ્યાસ ચિત્તમાં "પૂરણ પુરુષનું" દર્શન કરાવવા સમર્થ છે.

"ભાઈ રે! નાભિકમળમાંથી પવન ઉલટાવ્યો ને
ગયો પશ્ચિમ દિશ માંય રે,
સુરતા ચડી ગઈ શૂન્યમાં ને રે, ચિત્ત માંહી પુરુષ ભાળ્યા ત્યાંય રે.
ભાઈ રે ! અવિગત અલખ અખંડ અનાશ ને, અવ્યક્ત પુરુષ અવિનાશ રે,
ભાળીને સુરતા તેમાં લીન થઈ ગઈ ને હવે, મટી ગયો જનમનો ભાસ રે."

યોગ–પરંપરાનું જાણે પહેલી સ્વરૂપ ગંગાબાઈના આ [illegible] ભજનોમાં ઉર્જિત બન્યું છે.

ઇડા–પિંગલા–સુષુમ્ણાના મિલનસ્થાને યોગીઓ ત્રિકુટી તરીકે પિછાને છે. ત્રિગુણમયી પ્રકૃતિદેવીનું એ સ્થાન કહેવામાં આવે છે. આમ કુંડલિની–શક્તિ ત્રિકુટિની પાર બ્રહ્મરંધ્ર દ્વારા સહસ્રાર ચક્રમાં સ્થિત થતાં યોગી–ઓ "દશમે દ્વારે તાળી લાગી" જેવા પ્રયોગો ભજનમાં કરે છે.

"લાગી લગના, ચડી ગગના, તરવેણીને તીર જી,
વિના પાળે સરોવર ભરિયા હંસા નાહ્યા–નરમળ નીર.

જોત જાગી પ્રીત લાગી, હૈયે, આવેલ ધીર છ,
"કેમલ ભારથી" બોલિયા, ગુરુ, ભાંગી ભવની ભીર."

યોગમાર્ગનો અભ્યાસ ગુરુ વિના શક્ય નથી અને એટલે ગુરુપૂજાનું પણ યોગમાર્ગમાં અન્ય માર્ગોમાં પ્રભુભક્તિનું હોય એવું સ્થાન છે. ગોરખનાથ પણ મત્સ્યેંદ્રનાથને સ્મરીને ગાય છે, મુક્ત દશાનો આનંદ.

"નવ દરવાજા વશ કર લીના, દશમેં ડંકા બજાયા,
મુચ્છંદર પ્રતાપે જતિ "ગોરખ" બોલ્યા, ખોજ્યા સો નર પાયા,
રમતા જોગી આયા"

અગ્નિચક્ર, મૂલાધાર, સ્વાધિષ્ઠાન ચક્ર, મણિપુર ચક્ર, અનાહત ચક્ર, ને આજ્ઞાચક્રમાં વ્યાપ્ત થતી કુંડલિની મસ્તકમાંના શૂન્યચક્રમાં પહોંચે છે જેને સહસ્રાર કમળ, શૂન્યમંડલ, શૂન્યમંડળ કે કૈલાસ તરીકે ઓળખવામાં આવે છે. આવા અનુભવને ગાતાં ભજનો પણ કમ નથી. કુંડલિની જાગ્રત કરી મોક્ષમાર્ગ પામવાનો આનંદ એમાં છે.

"તલભર તાળાં, રજભર કૂંચી, ગુરુ સતગુરુએ પોલ બતાયા રામ!
મચ્છંદર પ્રતાપે જતિ ગોરખ બોલ્યા, ખોજ્યા સોઈ નર પાયા, રામ!
—કોઈ ગાહેક ગોરી નજરું મેં આયા!"

—એમ કહેતાં જ કુંડલિનીરૂપી કૂંચીથી બ્રહ્મદ્વારની જાગૃતિનો આનંદ વ્યક્ત કરતા ગાય છે.

"કહે રે 'ભરવનાથ,' ખુલ ગયાં તાળાં તે, અરસ-પરસ ઓળખાણી,
મારા હરિજન! પીઓને પ્રેમરસ જાણી."

તનમાં રહેલાં તત્ત્વને પામવા યોગમાર્ગનું સેવન કરતાં [illegible] ગાય છે.

"વસ્તી વસો કે વનમેં જોગેસર, તત્ત્વ પાયા એક તનમેં રે જી."

આમ હઠયોગ ભક્તિ ને જ્ઞાન કરતાં શરીરની વિશુદ્ધ પ્રક્રિયામાં મસ્ત રહેવાનો માર્ગ છે ને એની સર્વાનુભૂતિને વાચા આપતાં ભજનો ભારતીય સાહિત્યમાં વિપુલ છે. ધીરાનાં આત્મજ્ઞાનલક્ષી ભજનો એ કોટિમાં છે. :

"મૂલચક્રથી ચાલે ચડિયા, ગનીચક્રે આવી અડિયા,
ત્રિવેણી માંહે જો ક્રોલ, ફેરા મારા ફળિયા રે.
શૂન્યશિખર પર અમર અજર નર પરમ પ્રભુ વિશ્વંભર,
ધીર ધણી ધરણીધર, ઝળહળ ઠળિયા રે. "

<u>લ ય યો ગ</u> :

ઓમ્કારમય જગતની કલ્પના લયયોગમાં છે. અ+ઉ+મ્+ં — એમ સાડા ત્રણ માત્રાનું સ્થાન ઓમ્કાર પર મહત્ત્વ આપતા લયયોગમાં છે. હઠયોગ સાડાત્રણ કુંડલી:આંટા: વળેલી કુંડલિની પર આધારિત છે એટલે મહાશક્તિના પ્રતીકરૂપે શરીરની કુંડલિની શક્તિ ગણવામાં આવી છે, જેને વિશ્વનું આદ્યમૂળ કહે છે. આવું જ વિશ્વનું આદિમૂળ ઓમ્કારના એકાક્ષરી મંત્રનું નાથયોગમાં છે. ક્યારેક એટલે જ નાથયોગીને નાદયોગના ઉપાસક નાદયોગી કહેવાનું મન થઈ જાય. ગોરખનાથ તો ઓમ્કાર માત્ર ચરાચરને જગત્ કહી નાખે છે. તે વધુમાં કહે છે કે ઓમ્કાર મૂલમંત્ર રૂપ સકલ વિશ્વવ્યાપી નાદ છે. ઓમ્કાર સાધ્યા વિના સિદ્ધિ નથી. એ ઓમ્કાર નાદરૂપ હોતાં એમાં બ્રહ્મ, હરિ ને નર લીન રહે છે. એ વિના નિર્વાણની કલ્પના જ થઈ શકતી નથી.

"નાભિકમલમેં નીરખીને જુઓ, કાયા કેસી ખીલ પડી ?
છત્રીસ બાજાં બાજે શહેરમાં, ગગનમંડળ પર ધૂન પડી."

— એમ કહેતાં જ અનાહત નાદની કલ્પના શક્ય બને છે.

"દશ દરવાજા બંધ કર્યા, તોય ન પામ્યો વિશ્રામ — ભક્તિ
ઘેરી- ઘેરી નદિયાં વહે."

— એમ નાદ રૂપી નદિયાં લયયોગમાં વહે છે. આનંદની સમાધિદશા એ પછી અશક્ય નથી. પરિણામે બ્રહ્મ-સ્થિતિ અનુભવતા રવિસાહેબ કહે છે કે હું-તું ના ભેદ પછી રહેતા નથી :

"હમ નહિ થાવર જંગમ કરમાં, હમ નહિં જાત વરણ આચારમાં,
હમ નહિ પૃથ્વી પવન નીર તત્ત્વા, હમ નહિં કવી સૃષ્ટિ નહિ સત્વા,
હમ નહિ અવસ્થા નહિ વેદવાણી, ચાર દેહે નહિ પરમાણી,

ઉય નહિ જ્ઞાન, ધ્યાન, તપકરણી, શારદ શેષ શકે નહિ વરણી,
ઉય નહિ મધ્યમ ઉંચ સરૂપા, રવિરામ નહિ છાયા ધૂપા. "

પરમ તત્ત્વમાં આત્માનો લય અનુભવતા "રવિસાહેબ" જુઓ:

"કથણી ને બકણી સરવે છુટી, કેનાં ગાયે ગીત ?
ખોલણહારો આપે ખોવાણો આપે આપ અદ્વૈત
પારો ગળી પાનેરે, હેતુ રહ્યો તેમ ઠરી."

ધીરો પણ અનુભવી સાધક પાસે લયયોગની ઉપાસના કરતાં જાણે પ્રશ્નરૂપે "જ્ઞાન-ચોવીસી" માં મન, પવન, શબ્દ અને નાદબુંદના સ્વરૂપ વર્ણવતા માગે છે.

"અનુભવી આવો રે, જ્ઞાનગતિ ગોતનારા,
ભેદ બતાવો રે, બ્રહ્મ માંહી ભળનારા - ટેક.
કહો પવનનું મૂળ અમને, ક્યાંથી આવ્યું મન ?
ઠીક કરી ઠેકાણું બતાવો, ક્યાં રહે છે મન પવન ?
શબ્દ ક્યાંથી ઉઠે ? ગગન માંહી ચઢનારા,
નાદબુંદનું રૂપ બતાવો, ક્યાં ક્યાં રહે છે જીવ ?
જૂજવા અર્થ કરી સમજાવો કે સ્વરૂપે છે શિવ ? "

અખંડ જ્યોતિ સ્વરૂપ બ્રહ્મના ભેદને ધીરો ન્યારા ગણીને રચનાં પદમાં ગુરુ અંજન થતાં તિમિર ટળ્યાનો આનંદ વ્યક્ત કરે છે: લયયોગમાંથી સધાતી આનંદરટણાને વાચા આપે છે :

" ઝણ પડે, વાજે ઝાલરી, ઘૂઘરી નાદમાં ધમકે રે,
વિના અર્ક અજવાળાં ગગન વિના વિદ્યુત ચમકે રે,
બાહાર ભીતરે રમી રહ્યા, અમર અખંડ અપાર રે,
મૂંગો તે ગાળ ખાતી ગાય, કેને એ સ્વાદ કહેવાય રે?"

## રાજયોગ.

રાજયોગ હઠયોગથી ઉલટો છે. હઠયોગમાં પ્રાણનિરોધથી મન-
સંયમ સાધવાની સાધનાદૃષ્ટિ છે, તો રાજયોગમાં મન દ્વારા
પ્રાણનો સંયમ સાધવાની રીતિ છે. મનને મનથી જ મારવું એ -
રાજયોગની રીત છે. યમ, નિયમ, આસન પ્રાણાયામ, ધ્યાન, ધારણા
સમાધિ ઈ. એનાં અષ્ટાંગ છે, એથી એને અષ્ટાંગયોગ પણ કહે છે.
રાજયોગમાં નિર્વિકલ્પ સમાધિ દ્વારા અદ્વૈતાનુભૂતિ થતી હોવાથી
મંત્રયોગ, હઠયોગ ને લયયોગની અને રાજયોગની અંતિમ અવસ્થાઓ
એક જ છે.

જીવનના ચલ-અચલ કેન્દ્રો જેમાં સુખ-દુઃખ, રૂપ, સર્વ સૂક્ષ્મ ને
ને સ્થૂલ તત્વોને સત્વોનો સમાવેશ થઈ જાય છે. એના પર શ્રવણ -
મનન-નિદિધ્યાસન કરવું એ રાજયોગીનું પ્રાથમિક પગલું છે. એમાંથી
યમથી સમાધિ સુધીની અવસ્થાએ પહોંચી શકાય છે. મંત્રયોગ,
હઠયોગ, અને લયયોગ અને રાજયોગને નાથયોગીઓ સમાનકક્ષાના
ગણે છે એ દૃષ્ટિએ યોગનું ચતુર્વિધ લક્ષણ એમને મન વસ્તુ છે. વાણી
પ્રાણ બુંદ અને મન એ ચારે અનુક્રમે ચાર યોગથી સંયમિત બની શકે છે.
ગમે તે એક યોગને સાધતા અદ્વૈત સમાધિ શક્ય છે ને એક યોગ પૂર્ણ
કરતાં અન્ય ત્રણને પણ સાધી શકાય છે. રાજયોગમાં મનની વૃત્તિને
જીતવાનો ક્રમ અહીં અનોખી રીતે વ્યક્ત થયો છે:

"જોગી ! તેરો સંગડો ના છોડું મેરે લાલ !
લાલા મેરે દિલમેં, અલખ લગી રે વૈરાગણ -જોગુ મેં તો બની રે-
ધૂણીના તાપ્યા, સંતો! તપીઆ ના કહેતા રે,
મનવા જેણે ના તાપ્યાં મેરે લાલ - લગી રે,
ઈન્દ્રિના જીત્યા સંતો જીત્યા ના કહેતા રે,
મનવા જેણે ના જીત્યા, મેરે લાલ - લગી રે.

કપડાં ભે રંગ્યા, સંતો ! અંગીયાં ભે રંગ્યા રે
મનવા જેણે ના રંગ્યા, મેરે લાલ – લગી રે–૪"

મન સંયમનો બોધ આપતાં અન્ય ભજનો રાજ્યોગની પ્રક્રિયા દર્શાવવા સમર્થ છે જેમાં ગંગાસતી, જેસલ–તોરલ વગેરેની વાણી જો એ દૃષ્ટિએ ઉપકારક છે.

## ૩: સંતપરંપરા.

### નિર્ગુણ, સગુણ અને પ્રેમલક્ષણા ભક્તિની ભજનસૃષ્ટિ

: નિર્ગુણ :

પરમાત્માની સૃષ્ટિનો પાર પામી ન શકાય એવો હોવાથી એ પરમાત્માને નિર્ગુણ વિશેષણથી "શ્વેતાશ્વતરોપનિષદ્"!૬.૧૧!માં વર્ણવાય છે: ગીતા પણ (૧૩મ અ. ૧૫ શ્લોક) એને "નિર્ગુણ હોવા છતાં ગુણોનો ભોગ કરનાર કહે છે.

"જ્યારે સૃષ્ટિનો આર્વિભાવ નહોતો, ત્યારે ન સત્ હતું, ન અસત્ હતું કે ન રજસ્ હતું"–એમ "નાસદીય સૂક્ત"ના કથનનો પ્રતિઘોષ એક ભજનમાં મળે છે.:

" નો'તા રે મેરૂ ને નો'તી મેદની,
નો'તા જે દી ધરતી ને આકાશ રે હાં હાં
ચાંદો ને સૂરજ જે દી હોય નો'તા,
ધણી મારો તે દી આપોઆપ રે હાં હાં." –જેસલ.

નિર્ગુણ છતાં ગુણભોક્તા એ કેવો છે

"સરવ અંગમાં નામ સમાણું, નામ વિના કોઇ ઠામ નહિ
કાયા વરમંડમાં જુઓ તપાસી, નામ સમોવડ કોઇ નહિ"

નિર્ગુણ સ્વરૂપ એ પરમાત્મા પ્રેમલક્ષણા ભક્તિમાં પણ કેવા વેધક નિરૂપણથી વ્યક્ત બને છે.

---

૪: કવિ "સાગર" સંપાદિત 'સંતોની વાણી' !૧૯૨૦! પ્રસ્તાવના પૃ: ૩૭ ઉપરથી ઉધ્ધૃત, જે મીરાના નામે છે. આને જ મળતું "સોરઠી સંતો !મેઘાણી! માં ત્રિકમના નામે ચઢેલું છે.

" સખી ! ઊંચું જોઉં તો હરિ આસમાનમાં
હેરીને જોઉં તો હરિ હેઠા રે.
સખી ! સૂઈને જોઉં તો સાળકે સોડમાં
જાગીને જોઉં તો તખત પર બેઠા રે."–રવિદાસ

કબીર[5] નિર્ગુણ એટલે "અગુન" એમ કહે છે (ટિ: ગ્રં. પદ ૧૮૩) કબીર 'ગુન અતીત' "નિર્ગુણ બ્રહ્મ" "નિરગુણ રામ" "નિરગુણ" નો ~~કેવળ~~ ઉલ્લેખ સંખ્યાબંધ ભજનોમાં કરે છે. સાત્ત્વિક રાજસિક ને તામસિક એ ત્રણથી પણ નિર્ગુણ પર છે (પદ ૧૮૪), છતાં એ નિર્ગુણની માયા જેવા પણ છે.

" જે દી ચાંદો સૂરજ હોતું નહિ,
પવન, પાણી આકાશ નહિ,
તે દી નિરંજન નિરાકાર હતા હાં
તેજપિંજરની માયા છે ન્યારી રે–મારકંડ રૂષિ.

નિર્ગુણને જ્યોત–સ્વરૂપે પણ આરાધવાનો માર્ગીઓએ પ્રયત્ન કર્યો છે
"તેજ પુંજરનો, આદિ નારાયણ રે હાં જ્યોત રૂપી તણો અંબા: છે"
માર્ગી, નાથ–સિધ્ધો અને બૌધ્ધોનો નિર્ગુણ પર અખંડ વિશ્વાસ છે.

---

૫: પરંતુ નિર્ગુણમાર્ગના પ્રથમ પ્રવર્તક તરીકેતો કબીર સાહેબનું જ ~~નામ~~ નામ આવે છે. કબીર સાહેબે એક તરફ રામાનંદજીના શિષ્ય બનીને ભારતીય અદ્વૈતવાદની કેટલીક સ્થૂલ વાતો ગ્રહણ કરી, અને બીજી બાજુ કેટલાક સૂફી ફકીરો અને ઓલિયાઓ પાસેથી સૂફી ધર્મના સંસ્કાર પણ ઝીલ્યા ! એટલે એમની વાણીમાં કેટલેક ઠેકાણે અદ્વૈતવાદની ઝલક મળે છે અને કેટલેક ઠેકાણે સૂફીઓના પ્રેમતત્ત્વની અને ક્યાંક પયગમ્બરી ખુદાવાદની અસર પણ દેખાય છે.
આ રીતે, દેશમાં સગુણ અને નિર્ગુણના નામથી ભક્તિવર્ણોની બે ધારાઓ વિક્રમની પંદરમી સદીના અંતભાગથી માંડીને સત્તરમી સદીના અંત સુધી સમાન્તરે વહી રહી હતી.

– ડો. મંજુલાલ મજમુદાર, મીરાંબાઈ એક મન[ન]
પૃ: ૬૪:

નિર્ગુણ સ્વરૂપ પ્રભુનો એમનાં ભજનોમાં અલખ (અલક્ષ્ય) શબ્દથી વારં
વાર ઉલ્લેખ થયો છે. લગભગ મોટા ભાગના ભજનિકોની ભજન સૃષ્ટિ
-માં અલખ નામ ધણીનો આરાધ જેવો ઉલ્લેખો આવ્યાં કરે છે. એમણે
નિર્ગુણબ્રહ્મને અજરામર, નિરંજન, અવધૂ કે અવધૂત, તેજ પુંજર, અલખ,
અલખધણી, જેવાં વિશેષણોથી ગાયો છે.

નિર્ગુણની ફિલસૂફી એ આપણી ભજનપરંપરામાં વિશિષ્ટ છે. જોકે
એનાં મૂળ વેદોપનિષદ જેટલાં જૂનાં છે. બુદ્ધની જીવનદૃષ્ટિનો પરિપાક
ઝીલતી મહાયાન, વજ્રયાન, સિદ્ધોની પરંપરામાં નિર્ગુણનો મહિમા
અપાર છે. નિર્ગુણ એ એકેશ્વરવાદી કે બ્રહ્મવાદી મોક્ષમાર્ગીનું ઉપાસ્ય
તત્ત્વ બની રહ્યું.* અનંત અનાદિ કે કાલાતીત જેવા વિશેષણોથી
કબીર એને વર્ણવે છે. (પદ ૧૮૦)

"સંતો ભાઈરે, ઉન ઘરકી મોહે ગત સમજાવો જીન ઘરમે બ્રહ્મ
આયા જી.

સંતો ભાઈ રે, કાયા છોડ ચલે જબ હંસા તબ જીવકા કહાં
જાય સમાયા જી.

સંતો ભાઈ રે, કોઈક પૂજે શિવ શક્તિ કું કોઈ પીર મનાવે
—સંતો ઉન ઘરકી

સંતો ભાઈ રે, અલખ પુરુષ કી આદ ન જાણે, ફોગટ ફેરા
ખાવે જી.

---

પાના ૨૭ પરની ફૂટ –નોટ–

* એક બાજુ પ્રાચીન સગુણ ઉપાસનાનું કાવ્યક્ષેત્ર તૈયાર થઈ રહ્યું હતું ત્યારે
બીજી બાજુ મુસલમાનોના વસવાટથી દેશમાં જે નવી પરિસ્થિતિ જન્મી
તેની દૃષ્ટિથી, હિન્દુ મુસલમાન બંનેને માટે એક સામાન્ય ભક્તિમાર્ગનો
પણ વિકાસ થવા માંડ્યો. આ માર્ગ એકેશ્વરવાદનું એક અનિશ્ચિત રૂપ
લઈને તૈયાર થયો: જે ક્યારેક બ્રહ્મવાદ તરફ પણ ઢળતો અને ક્યારેક
પયગમ્બરી ખુદાવાદ તરફ પણ ઝુકાવતો. આ વાદ "નિર્ગુણપંથ" ના
નામથી પ્રસિદ્ધ થયો. –ડૉ. મંજુલાલ મજમુદાર–મિરાબાઈ–એક મનન પૃ: ૬૩

<u>ભજનમાં સગુણ પ્રેમલક્ષણાભક્તિ :</u>

ભારતમાં સગુણ – વિચારધારાને બહુ જ પ્રાચીનકાળથી પુષ્ટિ મળી છે. ભાગવતધર્મ અને રાધાવલ્લભી સંપ્રદાય કે હિતહરિવંશી સંપ્રદાયમાં સગુણમતને સ્થાન છે. આ એક સાધના માર્ગ છે, દાર્શનિક – મતવાદ તરીકે નથી. અહીં વિષ્ણુ, રામ, રાધા કૃષ્ણની ઉપાસના પર ભાર મૂકવામાં આવ્યો છે. ભારતમાં નાભાદાસની "ભક્તમાલ" માં હરિવંશમાંની ભજનશૈલીને ગૂઢ ને રહસ્યપ્રધાન તરીકે વર્ણવામાં આવી છે.

પરમાત્માના નિર્ગુણ સ્વરૂપને કોઈક આકૃતિમાં ગુણ સ્વરૂપે પામવાનો પ્રયત્ન સગુણવાદીઓનો છે. પ્રેમને જ અહીં વિશ્વનું સકલ કેન્દ્ર માનવામાં આવે છે. પરમાત્માના જ્ઞાન, શક્તિ, ઐશ્વર્ય, બલ, વીર્ય ને તેજને અહીં પ્રતીકરૂપે પૂજવાનો ને ભજવાનો સેવામાર્ગ છે. વિષ્ણુ, રામ-કૃષ્ણ એના અવતાર તરીકે પૂજ્ય વિભૂતિઓ છે.

ષડ્ગુણથી ઊર્ધ્વ પરિબ્રહ્મ સત્ત્વ, રજસ્ ને તમસ્ ઇ. પ્રાકૃત ગુણોથી વિહીન હોવાથી તેને નિર્ગુણ કહે છે, તો કેટલાક પરબ્રહ્મને એ પ્રાકૃત ગુણોથી મુક્ત માને છે; એ ગુણગુણરૂપને પૂજે છે. ભક્તિના અનેક સંપ્રદાયોમાં ભગવાનના સગુણરૂપ ઉપર ભાર આપવામાં આવ્યો છે ને એ સગુણને રામભક્તિ અને કૃષ્ણભક્તિનાં પદોમાં આર્દ્ર ભાવે ગાવામાં આવ્યો છે. મધ્યયુગમાં વૈષ્ણવ ભક્તિમાર્ગના આચાર્યોમાં રામાનુજાચાર્યે સગુણવાદની પુષ્ટિરૂપે અવતારલીલાનાં વર્ણન – કીર્તન પર સવિશેષ ભાર આપ્યો છે.

છતાંય નિર્ગુણ – સગુણના તત્ત્વભેદોને દૂર કરવાના માર્ગો પણ તત્ત્વદર્શનના ઇતિહાસ જોતાં વિચારાયા છે. તુલસીદાસે બન્નેના અભેદનો સિદ્ધાંત ગાયો છે. રામ-સ્વરૂપ એમને વિશેષ પ્રિય હોવાથી એ સગુણરૂપનો મહિમા ગાતા હોય એમ માની શકાય. પણ નિર્ગુણસ્વરૂપ પણ એમને એટલું જ સરળ છે. ઊલટું સગુણ જે સ્વરૂપ માનવા પાર વિનાની શ્રદ્ધા જોઈએ છે એમ તુલસીદાસ કહે છે.

[illegible]

ગુજરાતમાં તુલસીદાસનાં પદો મળે છે જેને ભજનિકોએ પોતાનાં બનાવીને ગાયાં છે :

"જનકપુરમાં આવો હરિ, હે જી રાજા દશરથના રે કુમાર."

"હે જી આણ રથ જોડ હરિ, ચલ્યા હરિ બનમેં —ચલ રથ જો હરિ"

" ઢોલ કલશ હરિ સાઇ બંધાયો રે."

" ભરથજી, તમ ઘરે જાઓ મોરા વીરા."

" મેરે રામજીસે ગરજ કર્યો કોઇ નર હાર્યો."

એવી પંક્તિઓથી શરૂ થતાં એ ભજનો સવિશેષ રામના સગુણરૂપને ભક્તિપૂર્વક ભજે છે.

ભક્તિના અનેક સંપ્રદાયો સ્થપાયા છે. એમાં પ્રભુના સગુણસ્વરૂપને પૂજા, ઉપાસના, આરાધના ને ધ્યાનથી સહેજમાં પામી શકાય છે એવી ભક્તોની માન્યતા છે.

મધ્વ, વિષ્ણુસ્વામી, નિંબાર્ક અને રામાનુજ એ ચાર વૈષ્ણવમતની મુખ્ય ધારાઓ છે. એમાં રામ અને કૃષ્ણની ઉપાસના પ્રબોધવામાં આવી છે. ચૈતન્યની રાધા-ભક્તિ નામસંકીર્તનની ઉપાસનાનું અંગ છે. શ્રી વલ્લભાચાર્યની બાલકૃષ્ણ-ભક્તિ ઉત્તર ને પશ્ચિમ ભારતમાં લોકપ્રિય થઇ. એના અષ્ટછાપના કવિઓની અસર ભારતની ભક્તિકવિતામાં એક નવો ચેતનપ્રવાહ લાવે છે. ઊર્મિગીતો એ દૃષ્ટીએ નવી શૈલીથી પદ સાહિત્યને કંડારે છે. પરિણામે ગુજરાતની ભજનકવિતા પણ એના પ્રવાહે રંગાયા વિના રહી નથી. નરસિંહ, રવિદાસ, મીરાં, દાસી જીવણ, દયારામ અને સ્વામીનારાયણ સંપ્રદાયના કવિઓ પર કૃષ્ણભક્તિનો રંગ રેલાયો છે. કેટલાંક પર કોઇ પંથ કે વિચારસરણિની સ્પષ્ટ છાપ નથી. પણ કૃષ્ણભક્તિ વ્યાપકપણે ભજનિકોનો કવનવિષય બની છે.

"ઇસુની ચૌદમી સદીમાં રામાનુજાચાર્યની શિષ્યપરંપરામાં

રામાનંદ થયા. એમણે વિષ્ણુના અવતાર રામની ઉપાસના પર જોર દીધું અને એક જ સંપ્રદાય ચલાવ્યો. બીજી બાજુ શ્રી વલ્લભાચાર્યે પ્રેમમૂર્તિ બાલકૃષ્ણને લઈ જનતાને ભક્તિરસમગ્ન કરી. આ રીતે રામ-ભક્તિ અને કૃષ્ણભક્તિના ઉપાસકોની દ્વિવિધ પરંપરા ચાલી."—આ ડૉ. મંજુલાલ મજમુદારના વિધાનમાં સગુણભક્તિનો પ્રવાહ મધ્યકાળમાં કેવો હતો તેનું દિશાસૂચન મળે છે. આની અસર ગુજરાતમાં પણ થઈ અને કૃષ્ણભક્તિનાં પદો અધ્યાત્મ આરતરૂપે પ્રકટ્યાં.

નરસિંહ, કેશવદાસ, ભાલણ, જનાર્દન, વીરસિંહ, ભીમ, મીરાં, દાસી જીવણ, દયારામ, જેવાંઓની સર્જનસૃષ્ટિમાં કૃષ્ણભક્તિના પ્રલંબ-સૂરો પણ વણાયા છે. એમની પદકવિતામાં રાધાકૃષ્ણના પ્રેમનું આલંબન પણ ધ્યાન ખેંચે છે. આ માટે જયદેવ અને વિદ્યાપતિનું ઋણ એમના પર છે.

"કૃષ્ણચરિત્રના ગાનમાં ઊર્મિગીતોની જે ધારા બંગાળમાં બાર-માં શતકમાં જયદેવે અને ચૌદમા શતકમાં મિથિલામાં વિદ્યાપતિએ - વહાવી, અને લીલાશુક - બિલ્વમંગળે "શ્રીકૃષ્ણકર્ણામૃત" અને બાલકૃષ્ણ-ક્રીડાકાવ્ય" નાં મધુર સંકુલ મુક્તકોમાં એ ભક્તિને રેલાવી તેનું અવલંબન વ્રજના ભક્તકવિઓએ પણ કર્યું. વલ્લભાચાર્યે "મધુરાષ્ટક" જેવાં કૃષ્ણ સ્તોત્રોથી તેમજ તેમના પુત્ર વિઠ્ઠલનાથજીએ શૃંગાર રસરચનાથી તેમજ ગુજરાતમાં નરસિંહ અને મીરાંએ પણ રાધાકૃષ્ણક્રીડાનાં છૂટાં પદો તથા કીર્તનો રચી, એ પરંપરાને આગળ ચલાવી. હિન્દી સાહિત્યમાં તો કવિઓએ પોતાની શૃંગારમયી મુક્તક કવિતાને માટે રાધા અને કૃષ્ણનો એ જ પ્રેમ આલંબન તરીકે લીધો હતો"

## સ્વામીનારાયણ સંપ્રદાય તેના કવિઓ અને પ્રેમલક્ષણા ભક્તિ:

શ્રી સહજાનંદ સ્વામી (૧૭૮૧-૧૮૦૩) એ સ્થાપેલો શ્રી સ્વામીનારાયણ સંપ્રદાય એ મૂળ તો વૈષ્ણવ ભક્તિસંપ્રદાય જ છે. એમણે યોગાભ્યાસ ને પ્રચંડ તપશ્ચર્યાના બળે જે સિદ્ધિઓ પ્રાપ્ત કરી હતી, તેના પરિપાક રૂપે યાત્રાર્થે નીકળેલા નીલકંઠ માંગરોળ આવે છે. ત્યાં ઉદ્ધવરૂપ મનાતા સ્વામી રામાનંદના [illegible] એમણે

ઇ.સ. ૧૮૦૦માં દીક્ષા લીધી. આ ગુણવાન આચાર્ય તરીકે સમર્થ ધર્મ પ્રચારક બની રહ્યા. એમના શિષ્યમંડળમાંના મુક્તાનંદ, નિષ્કુળાનંદ, બ્રહ્માનંદ અને પ્રેમસખી (પ્રેમાનંદ) પ્રેમલક્ષણાભક્તિના એ સંપ્રદાયના સમર્થ કવિઓ તરીકે અમર બન્યા.

મુક્તાનંદ ।૧૭૬૧–૧૮૩૦–।

શ્રી સહજાનંદથી વયે મોટા છતાં ગુરુ આજ્ઞા અને વિનમ્રતાથી એમના શિષ્ય બનેલા મુકુંદદાસે દીક્ષા પછી મુક્તાનંદ નામ ધાર્યું છે. "મુકુંદબાવની" ઉધ્ધવગીતા અને સતીગીતા" એમની કૃતિઓ છે. એમાં ઉધ્ધવગીતા" એ ચઢેમાં કવિત્વ ગુણે ચઢી ચાલી છે. કૃષ્ણપ્રેમ ગાતીને વ્યક્ત કરતી ગોપીનો કરુણ રસ એનું સુંદર નિરૂપણ છે. ઉપરાંત એના છૂટક પદોમાં વ્યક્ત થતી પ્રેમલક્ષણાભક્તિ સંપ્રદાયમાં અનેકોની હૈયાસંપત્તિ છે.

નિષ્કુળાનંદ ! ૧૭૬૬–૧૮૪૮ !

કચ્છના લાલજી સુતાર શ્રી સહજાનંદના ગોઠિયા તરીકે સંગાથી બન્યા. સાધુવેશ પહેરાવી સ્વામીએ ભિક્ષાર્થે મોકલતા નિષ્કુળાનંદ નામ આપ્યું, ને પછી તો વૈરાગ્યની લગનીએ એમને આતમરાગી બનાવ્યા.

લગભગ ૨૦ જેટલા કાવ્યગ્રંથો અને ત્રણ હજાર પદોના એ સર્જક છે. સ્વામીજીના જીવનને પ્રધાનમાં "પુરુષોત્તમ પ્રકાશ" અને "ભક્તચિંતામણી" રૂપે" વ્યક્ત કરીને ગુરુ-પ્રભુપૂજાનું રહસ્ય પ્રકટ કર્યું છે. ભક્તોનાં આખ્યાનો પણ કર્યાં છે.

" જનની જીવો રે ગોપીચંદની, પુત્રને પ્રેર્યો વૈરાગ જી,
ઉપદેશ આપ્યો એણી પેરે, લાગ્યો સંસારીકો આગ જી"

અને ધ્રુવ, પ્રહલાદ, ભરથરી, રાવણના દાખલાથી એ ભજન વૈરાગ્યનો ભગવો રંગ લગાડી દે છે.

"ત્યાગ ન ટકે રે વૈરાગ્ય વિના "એ ભજન તો ગાંધીજીને પણ કેટલું પ્રિય હતું ! વિરહ-મિલનનાં ને સ્વરૂપ વર્ણનનાં પદો પણ ભક્તિ રસમાંના પ્રેમપદારથને દર્શાવે છે. એમની ભાષા સરળ ને હૈયાસોંસરી

ઊતરી જાય તેવી છે.

"જંગલ વસાવ્યું રે જોગીએ, તજી તનડાંની આશજી.
વાત ન ગમે આ વિશ્વની, આઠે પહોર ઉદાસજી
ધન્ય તે ત્યાગ વૈરાગને, તજી તનડાંની આશજો,
કુળ રે તજી નિષ્કુળ થયા, તેનું કુળ અવિનાશ જી."

<u>બ્રહ્માનંદ સ્વામી ૧૭૭૨-૧૮૪૯ ।</u>

સંપ્રદાયના આ ગણનાપાત્ર કવિ કવિત્વની મુદાથી બ્રહ્મલગનીને માણે છે. મૂળ તો લાડુ બારોટ નામે એમની સંસારી ઓળખ મળે છે. આબુ તળેટીમાં આવેલું ખાણ એમનું જન્મસ્થાન છે. કચ્છમાંની કવિશાળામાં પિંગળના સંસ્કાર મેળવીને અલંકાર અભ્યાસી થયા. એમની નૈસર્ગિક પ્રતિભા સહજાનંદના દર્શન ને સાન્નિધ્યથી ખીલી ઊઠી. સ્વામીજી પણ એમને "સખા"ના સંબોધનથી લડાવતા.

"નિરગુણ પંથ નિરાલા, સાધો નિરગુણ પંથ નિરાલા રે,
નહીં તિલક નહીં છાપ ધારણા, નહીં કંઠી નહીં માલા રે
નિશ દિન ધ્યાન લગે હી રહે મેં પ્રગટે જ્યોત ઉજાલા.

---

સોહં સુમરન હોવત ઘટમેં સોહં જાપ સુણાલા રે,
નહિ મૂરત નહિ રે કછુ સૂરત, રૂપ રંગતવાલા રે.
સબ જગ વ્યાપક ઘટ ઘટ પૂરણ, ચેતન પુરુષ વિશાલા
નહિ ઉત્તમ નહિ નીચન મધ્યમ, સબ સમાન જગ પાલા રે.
બ્રહ્માનંદ રૂપ પહેચાનો તજો સકલ ભ્રમ જાલા રે."
"પ્રેમનગર મત જાના મુસાફિર, પ્રેમનગર મત જાના મુસાફિર
પ્રેમનગરકા પંથ કઠિન હૈ, ઊંચે શિખર ઠિકાના,
પ્રેમનગરકી નદિયાં ગહરી, લાખો લોક ડુબાના.
પ્રેમનગરકી સુંદર પરિયાં, સબ જગ પ્રેમ લુભાના.
"બ્રહ્માનંદ" કોઈ વિરલા પહોંચે, પાવે પદ નિરવાના."

---

"આ તન રંગ પતંગ સરિખો જાતા વાર ન લાગે જી"

"નરદેહ દીધી તેને નાથે રે, હોય ધન તો વાવર."

"માણું જોતાં રે મેલે નહિ તે નર માટી.

"શાયા શૂરા રે જેના વરી ઘાવ વખાણે"

"જગતમેં જીવન હૈ દિન ચાર."

"નાવો પથરો તરે, પશુ સહાય શો કરે."

આવા જ્ઞાન-વૈરાગ્યનાં પદો બ્રહ્મખુમારીને વ્યક્ત કરે છે.
કૃષ્ણભક્તિ વ્યક્ત કરતાં પદો પણ છે:

"શ્રીકૃષ્ણ કહે ગિરધારા સુન અરજુન બચન હમારા."

"શ્રીકૃષ્ણ લાજ રખ મોરી, મૈં શરણ પડી હું તોરી."

"લટકાળા હો લાલ! મન મારું લીધું રે લટકે તારે,"
લટકાળા! હો તારે લટકે રે લેરખડા! હું લોભાણી"

"છેલા! તારું જોશું ભાળી મોહી છું વનમાળી રે,"

"રે લગની તો હરિવરની લાગી મેં તનધનની આશા ત્યાગી"

"રે સિર સાટે નટવરને વરીએ રે પાછાં પગલાં તે નવ ભરીએ."

—પ્રેમલક્ષણાભક્તિનો આ ગાયક આવી મનોહર પંક્તિઓથી શરૂ થતાં ભજનોમાં ગોપીભાવને ગાય છે. જ્ઞાનવૈરાગ્યનાં પદોમાં પણ એની સિધ્ધહસ્ત કવિતાકલા પ્રકટે છે. એનું કૌશલ, ભાષાસામર્થ્યને કવિત્વની સુદામણી ચિત્રશક્તિ ભજનદેહને પુષ્ટ કરે છે. શ્રી મુનશી એના કાવ્યત્વની પ્રશંસા કરતાં કહે છે: "..એના શબ્દોના તેજથી ભાવો સૂર્યકિરણોમાં તરંગો નાચતા હોય તેમ નાચે છે. કોઈક કોઈક ઠેકાણે તો ભાલણ, પ્રેમાનંદ, કે મુક્તાનંદ કરતાંયે સરસ શબ્દો તે વાપરી શકે છે અને દયારામની ચમકથી જુદો છતાં તેવીજ મોહક ચમક તેમાં દેખાય છે."

..તેણે રચેલા ભક્તિસાહિત્યમાં ઊંચા પ્રકારની કલા છે અને શૈલીની મોહકતા છે." ૮

<u>પ્રેમસખી પ્રેમાનંદ</u> । ૧૭૭૯ – ૧૮૪૫ ।

પ્રેમસખીનું બિરુદ પામેલા પ્રેમાનંદને જોઈને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરવાનું મન થઈ જાય એવી ભાવના શ્રી સહજાનંદજીએ વ્યક્ત કરેલી. એમનું સર્જનાત્મક દૃષ્ટિબિંદુ એક પ્રેમભક્તિમાં રમણ કરતી ગોપાંગનાનું છે. પોતાને નરસિંહ-મીરાંની જેમ ગોપી કલ્પીને એમણે હૃદયને ભક્તિભીનું કર્યું છે. પરમાનંદની મસ્તી પણ ગોપીભાવથી એમણે માણી છે. જીવનનો સ્વરૂપ ને ગુણદર્શી પરમપ્રેમ ગોપીરૂપે જાણે માણવાનો સંકલ્પ કર્યો હોય એવી કાવ્ય-ભાવોર્મિઓ ગાઈ છે. તેમના કૃષ્ણ તો સહજાનંદ હતા.

શબ્દસાધના સાથે સૂરસાધના પણ એમને વરી હતી. ભક્તિબોધ ને જ્ઞાનવૈરાગ્યની અભિવ્યક્તિ, ભક્તિરસની શાંત સમાધિના સાગરમાં મનને મગ્ન કરે છે.

"મૈં તો બિદ ભરોસે બહુનામી."

"સેવા સુમરન કછુવે ન જાનું, સુનો હો પરમ ગુરુસ્વામી."

---

૯" વંદુ સહજાનંદ રસરૂપ, અનુપમ સારને રે લોલ."

---

" સજની શ્રીજી મુજને સાંભર્યાં રે. "

" નેણાંમાં રાખું રે, નેણાંમાં રાખું રે, નાથજીને જતન કરીને
મારા નેણાંમાં રાખું."

જ્ઞાનભક્તિની ભજનવાણી જેટલી વૈરાગ્યપ્રધાન છે એટલી જ પ્રેમ-ભક્તિ રસમગ્ન કરનારી છે. ગોપીવિરહનાં એમના પદો એ દૃષ્ટિએ અવલોકવાં જેવા છે.

" હો રસિયા ! મૈં તો શરણ તિહારી."

---

"બિસર ન જાજો મેરે મીત"

---

૮. ભક્તિ અને ગુજરાતી સાહિત્ય પૃ: ૩૮૭। મધ્યકાળનો સાહિત્યપ્રવાહ"।

જેવાં ભજનોની પંક્તિઓ મનમાં વસી જાય એવી છે. ભાષા, ભાવ અર્થનું લાલિત્ય આ કવિને સિધ્ધરૂપે વર્યાં છે. મહાત્મા ગાંધીજી પણ આશ્રમ ભજનાવલિમાં પ્રેમસખીને સ્થાન આપે છે.

મુનશી પ્રેમસખીમાં શુધ્ધ ભક્તિનું દર્શન કરે છેઃ "ભક્તિસાહિત્યની દ્રષ્ટિએ સ્વામીનારાયણપંથમાં મોટા કવિ છે; એટલું જ નહિ, પણ નરસિંહ મહેતાના પછી મધ્યકાળના સાહિત્યમાં જો કોઇના કાવ્યોમાં શુધ્ધ ભક્તિની ગાંય દેખાતી હોય તો આ પ્રેમાનંદમાં છે." [9]
શ્રી અનંતરાય રાવળ[10] પણ કહે છે " જેમ મુક્તાનંદ સ્વામીની કવિતાનો ગુણ પ્રસાદ અને બ્રહ્માનંદ સ્વામીની કેટલીક કવિતાનો ગુણ ઓજસ્ છે, તેમ આ "પ્રેમસખી"ની કવિતાનો પ્રધાન ગુણ માધુર્ય છે. એમની ભાષા ક્યારેક હિંદીમિશ્રિત બની છે."

પંથની ભજનસૃષ્ટિની ટૂંકી સમીક્ષા કરતાં આટલું કહી શકાય. વૈરાગ્ય, જ્ઞાન અને ભક્તિનો સમન્વય એ ભજનસૃષ્ટિમાંના પ્રત્યેક પંથ કે સંપ્રદાયમાંની વાણીમાં પ્રબોધાયો છે. છતાંય ત્યાગ અને વૈરાગ્યની સાધના મંત્ર, હઠ, લય ને રાજયોગ દ્વારા કરીને આત્માની પરમ ઊર્ધ્વગતિના પ્રલંબ સૂરને વાચા આપતા નાથપંથીઓ એકલ આનંદયાત્રીઓ જેવા છે. મહામાર્ગની પુરુષ - પ્રકૃતિના અભિન્નતત્વને પ્રબોધતી વાણી-ધારા સૃષ્ટિ ઉત્પત્તિની રમ્યકલ્પનાઓથી મંડિત હોઇ વેદોપનિષદોની ચિરંતન અનુભૂતિઓના પડઘા પાડે છે. શૂન્યવાદીઓની છાયા પણ નાદબ્રહ્મના સ્વરૂપની મીમાંસામાં હોઇ વિશ્વની ચેતનામાં અનાહતનાદનું દર્શન કરે છે. તો નિર્ગુણવાદીઓ અલક્ષ્યને લક્ષ્યરૂપે કલ્પીને નિરંજનતનો આરાધ ગાય છે. સગુણદર્શી ગોપીહૃદયી પ્રેમ-લક્ષણા ભક્તિમય પદાવલી-ને ભજનમાં અવતારે છે.

આત્મગુંજનની સતાર જેવું ભજન આ રીતે પંથોની વિભિન્ન સાધના-પ્રણાલીઓના સંતાની સૂરો રેલાવીને ચિંતનની મસ્ત મહિલી ભાવ ભરતીનું સુરમ્ય અનિર્વચનીય વાતાવરણ ખડું કરે છે. પંથોની ભજનસૃષ્ટિના આ ભાવોદધિમાં નામી-અનામી અનેક સર્જકો લોકહૃદયની

નાનીશી નૈકાઓને હલેલાવતાં દૃષ્ટિગોચર થાય છે એમાંના કેટલાકને શાશ્વતના કિનારાની પેલેપારની પરમજ્યોતિ સુધી પહોંચવાની આત્મ-લગની લાગે છે.

---

૯. ભક્તિ અને સાહિત્ય ! મધ્યકાળનો સાહિત્યપ્રવાહ પૃઃ ૩૮૫ !

૧૦. ચ. મ. રાવલ :
ગુજરાતી સાહિત્ય ! મધ્યકાળ પૃઃ ૨૦૯